॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

# લગ્નગીત.

---

## મંગળગીત.

### (૧)

(" ગગ-મારા અંતરને શેઢ રે ઉમંગે કોડે ગંભીરે ")

આવો કુસુમ રૂડા આવોરે, હરિને હરખે વધાવું,
હયોને અમુલખ લ્હાવોરે, હરિને હરખે વધાવું
જોડી બે અંજલિ મેં મારીરે, આવો હરખે વધાવું
તેમાં બિરાજો હર્ષ ધારીરે, હરિને હરખે વધાવું
પ્યારા પ્રાણેશને છો અતિરે, આવો હરખે વધાવું
આનંદે ઝીલશે તમ પ્રીતિરે, હરિને હરખે વધાવું
નિર્મળ છે મુખડાં તમારારે, આવો હરખે વધાવું
વિશ્વમાં સૌને તમે પ્યારારે, હરિને હરખે વધાવું
ધન ધન જિંદગી તમારીરે, આવો હરખે વધાવું,
શ્યામની સાથે કરો યારીરે, હરિને હરખે વધાવું
મૂઈ કોમળાને રૂપાળાંરે, આવો હરખે વધાવું
મારા મનડાં રસાળારે, હરિને હરખે વધાવું
ઉમળકા તમ પર ઝાઝારે, આવો હરખે વધાવું,
મળકે ખોઈ મનની માઝારે, હરિને હરખે વધાવું.

નીરખી તમને આસુ આવેરે, આવો હરખે વધાવુ.
-મશુ રમવાનું હરિને ફાવેરે, આવો હરખે વધાવુ
મારા વહાલાને તમે વહાલારે, હરિને હરખે વધાવુ
તેથી લાગો છો મને પ્યારા આવો હરખે વધાવુ
બેઠા વિઠ્ઠલ યમુના તીરેર, આવો હરખે વધાવુ
બંસી બજાવે ધીરે ધીરેરે હરિને હરખે વધાવુ
પ્યારાશુ પ્રેમ પુરણ કરજોરે, આવો હરખે વધાવુ
ભાન ભુલીને અંકે પડજોરે હરિને હરખે વધાવુ
આસુઓ હરખના ખેરવજોરે, આવો હરખે વધાવુ
સુગંધે લહેર અમને કહેજોરે હરિને હરખે વધાવુ
કિંકરને હર્ષ છે અપારરે, આવો પ્રભુને વધાવુ.
વહાલાશુ થઇએ એકાકારરે, હરિને હરખે વધાવી



(૨)

( રાગ–મારા ખેતરને શેઢેરે ઉભરો કોડે ગભીરે )

કુસુમની અંજલિ સ્વીકારોરે, પ્યારા હરખે વધાવુ,
કુ[illegible] કુમને પગલે પધારોરે, વહાલા હરખે વધાવુ
૩[illegible] મો કરમા બેઠારે, વહાલા હરખે વધાવુ,
વધ[illegible] રખમા એ પેઠારે, વહાલા હરખે વધાવું
અમૃતના મેવલા વરસાવોરે, વહાલા આવો વધાવુ
પ્રેમ અમૃત અમને પાવોરે, વહાલા આવો વધાવુ

દિવ્ય કુસમના છો ભોગીરે, વહાલા આવો વધાવુ
ફુલડાના મનડા નીરોગીરે, વહાલા આવો વધાવુ,
અમીની આખડીએ નીરખોરે, વહાલા આવો વધાવુ
પ્રેમીનો પ્રેમ પ્રીતમ પરખોરે, વહાલા આવો વધાવુ,
આ ફુલડા આપશ્રીને જુએરે વહાલા આવો વધાવુ
દેવાધિદેવ તમને મ્હોવેરે, વહાલા આવો વધાવુ
હુરખ હ્રદયમા એમને ઝાઝારે, વહાલા આવો વધાવુ
તનપર ઉછળી ખોશે માઝારે, આવો વહાલા વધાવુ.
તમને નિરખીને ભાન ભુલ્યારે વહાલા આવો વધાવુ
સુખ સાગરમા ઉડા ડુબ્યારે, વહાલા આવો વધાવુ,
અધિકને અધિક ડુબાવોરે. વહાલા આવો વધાવુ
ગમિલા કર એમના ન્હાવોરે વહાલા આવો વધાવુ,
આપને ભેટવાની આશેરે, વહાલા આવો વધાવુ
વધાવા ઇચ્છે તમને હોસેરે, વહાલા આવો વધાવુ,
વધાવે સ્વાદ સ્વામી ઝાઝારે, વહાલા આવો વધાવુ
અનુભવે એ ખુએ માઝારે, વહાલા આવો વધાવુ,
પ્રેમીની આશ પુરો સ્વામીરે, વહાલા આવો વધાવુ,
પ્રેમની પીડા તનમા જામીરે, વહાલા આવો વધાવુ,
સ્તુતિ આ શ્યામળા સ્વીકારોરે, વહાલા આવો વધાવુ
કિંકરની વિનતિ હ્રદે ધારોરે, વહાલા આવો વધાવુ.

---

# કંકોતરી.

## (૩)

( કંકુ છાટી કંકોતરી મોકલે એ રાગ, )

સતી સીતા કંકોતરી મોકલે
સુણજો વિનતિ આ પ્રાણજીવન.
હરખે મારૂ મન—પ્રીતમ વહેલા આવજો
આપ દુખીઆના બેલી છો શ્રી હરિ,
દુખી પ્યારા હું જળ હીણું મીન,
બની ગઇ છુ દીન—પ્રીતમ વહેલા આવજો
એક પળ મારી જુગના જેટલી.
થાય ઓ માગ ઉરના આધાર,
દીસો છો ઉદાર—પ્રીતમ વહેલા આવજો
આપના રૂપો રૂડા પ્યારા નીરખી
હું તો થઇ ગઈ છુ આપને વસ,
આપજ મારો રસ—પ્રીતમ વહેલા આવજો
આપ ઇશ્વર ભૂતળે ઉતર્યા,
મળશે મુજ જેવી અપરમપાર,
પણ હું હકદાર—પ્રીતમ વહેલા આવજો
હું છુ દાસી પ્રીતમ ભવો ભવ તણી,
તેને તરછોડવે પાલવે કેમ ?
રાખો હરિ રહેમ—પ્રીતમ વહેલા આવજો

પ્યારા ઉભી ઉભી જોઉં વાટડી,
મુજને બીજું સુઝે નવ કાંય,
મનમાં કંઈ કંઈ થાય—પ્રીતમ વહેલા આવજો

મારાં મનડાં તે ઢળીઆં છે આપમાં,
આપ સાથે થઈ ગયાં એક,
ભળ્યાં છેકાં છેક—પ્રીતમ વહેલા આવજો

સ્વામી સુરતાઓ મારી આંખો તણી,
ઉતરી આપમાં થઈને સ્થિર,
સુણો રણવીર—પ્રીતમ વહેલા આવજો

મારા આત્માને ચેન પડે નહિ,
એ તો આપના વિના મુઝાય,
લાગી એને લ્હાય—પ્રીતમ વહેલા આવજો

કિંકર વિનતિ કરે છે આ રઘુપતિ,
હવે જલદી આવો સ્વામી પાસ
ફળે એમની આશ—પ્રીતમ વહેલા આવજો

---

## ગમે ત્યારે લગ્નકાર્યમાં ગાવાનાં.

(૪)

મોરારાજ એ રાગ

આજે સોનેરી સવારે સીતાજી રમવા નીસર્યાં મોરારાજ,
સંઘાતે સાહેલી શોભતી—મોરારાજ
ગાય છે મીઠડાં ગીત હસે મીઠું મીઠું સૈ—મોરારાજ.
જેમ તારલીઓમાં ચંદ્રિકા—મોરારાજ

તેમ શોભે સીતા શાણા સાહેલીના સાથમા—મોરારાજ
આવ્યા તે રમતેલા વાડીએ —મોરારાજ
વાડી ફુલી ફાલીને મોગરે કસુંબા રૂડા ખીલીયા—મોરારાજ
મધ મધ મહેંકે છે કેવડો —મોરારાજ
ટહુકે કોયલ આંબા ડાળે પોપટ બોલે રામજી—મોરારાજ
ઓ બેની આ બોલે શુક ગુણો સારી સાહેલા—મોરારાજ
કોના એ નામ રઢિયાળા રૂપાળા લાગે મને—મોરારાજ
અયોધ્યા તે નગરીના રાય દશરથ ઘર રૂડલા—મોરારાજ
ઉતર્યા અયોધ્યામા ઇશ એ દશરથને આંગણે—મોરારાજ
કૌશલ્યા માતા સતી એમની કુખે એ અવતર્યા—મોરારાજ
શુકદેવ ભજે એમના નામ ભજે બધા દેવતા—મોરારાજ
એમના નામનો મગ ઉતર્યો —મોરારાજ
એ મળનો બન્યો સૂર્ય તપે છે આકાશમા—મોરારાજ
અજાય આખાય આજ મગના તેજ એટલા—મોરારાજ
એ રામ તેજોના તત્ત્વ આવ્યા જગ અજવાળવા—મોરારાજ
ઓ બેની મન માગ માહ્યા એ રામના નામને—મોરારાજ
કિંકર કગ્ગારી કહે છે સીતા વરો રામને —મોરારાજ

---

(૫)

(રાગ ઉપરનો)

આજે નારદ ઋષિ આવ્યા કંકોતરીઓ વહેંચવા મોરારાજ
શ્રીકૃષ્ણે છુપા બોલાવ્યા કંકોતરીઓ વહેંચવા મોરારાજ

નદજીએ લખીઓ કંકોતરીઓ આપી ઋષિના હાથમા મોરા
જ્યો આ કંકોતરીઓ રૂડી વહેચો બધા સાથમા મોરારાજ.
પ્રથમ બ્રહ્માજીને ઘેર કંકોતરી આપવા મોરારાજ.
આપી છે આપને હાથ પ્રભુને ત્યા પધારવા મોરારાજ.
બોલ્યા બ્રહ્મા રૂડા હરખી જોડી આ અમર તપો મોરારાજ
નારદજી આવ્યા કૈલાસે જપાય હરિના જપો મોરારાજ
શંભુ ના કરમા કંકોતરી આપી આનંદથી મોરારાજ
જીવો જુગો જુગ જોડી આશીર્વાદ આપીયા મોરારાજ.
પારવતીએ હઠ લીધી ચાલો જઇએ જાનમા મોરારાજ.
આખલો આપણો તૈયાર જઇએ હરખે મનમા મોરારાજ.
આવ્યા નારદ સ્વર્ગ લોકે ઇંદ્રરાજા ગાદીએ મોરારાજ
બોલ્યા ઇંદ્રાણી ઉમંગે કંકોતરીઓ સાધીએ મોરારાજ
જઇએ ગોકુળીઆની ગલીએ ગધા પરણે શ્રીહરિ મોરારાજ.
સુખના સરોવર ભરીયા આનંદ રહેશે ઉછળી મોરારાજ.
ત્યાથી અલકાપુરી આવ્યા ભંડારી ભંડારમા મોરારાજ.
કુબેર કોડીલાને આપી કંકોતરી હાથમા મોરારાજ.
જય જયકાર અવાજ વધા હતો હરખથી મોરારાજ.
જઇએ ચાલો હરિની જાને ભરેલા ભંડારથી મોરારાજ
ગણપતિ ગભરાયા બમ કંકોતરીઓ ના મળી મોરારાજ
શિવની કંકોતરીમા નામ વાચ્યું અતિ થઇ રળી મોરારાજ.
સિદ્ધિને રિદ્ધિ ગણેશને જાને જવા રીઝવે મોરારાજ.
સૌની પહેલા આપણે ચાલો લોકો નહિ બીજવે મોરારાજ

ફિકરો દેવ થયા તરત તૈયાર જાને જવા મોરારાજ
શ્રીકૃષ્ણના સહુ દાસ પ્રભુને વહાલા થવા મોરારજ

---

(૬)

રાગ મોરારાજ

આજે ઋષિની રજાથી જોના આવ્યા બાગને રૂડારામ,
આવી જોડી રૂડી બાગે વધાવ્યા બાગે કુવડે રૂડારામ
સીતાએ નીરખીઆ રામ મનડા અતિ મોહી પડયા રૂડારામ,
શરમાયા સીતા અપાર મને મન મોહી પડયા રૂડારામ
એ બેની જો પેલા રૂપ રંગીલા આવ્યા બાગમા રૂડારામ,
શુ કોઈ દેવની જોડી આવી આપણા બાગમા રૂડારામ
સાહેલી રૂપોશા આ જો કોણે ઘડયા કોડથી રૂડારામ,
એ બેની રૂપ એ રૂડા લીધા હરિએ કોડથી રૂડારામ
એ બેની દશરથના ભાગ્ય આવ્યા આપણે આગણે રૂડારામ,
દેવી કૈ શલ્યની કુખે દીપે આપણે આગણે રૂડારામ
અયોધ્યા તે નગરીના નૂર ઝગકે આપણા બાગમા રૂડારામ,
દેવોના દુખે એ આવ્યા દુનીઆને ઉગારવા રૂડારામ
શક્તિ છે એમની અપાર દાનવોને મારવા રૂડારામ,
એ બેની હરખે અહી આવ્યા ભક્તો રૂડા પાળવા રૂડારામ
પરણુ પરણું મને થાય સખિ તને શું કહુ રૂડારામ,
રાખ્યા નથી રહેતા ઉર સૈયર મારી શું કરૂ રૂડારામ
એ પ્રભુ અરજી આ દીનની ઉતારજો ઉરમા રૂડારામ'

દાસીની દયાએ ધરજો જશો નહિ દૂરમા રૂડારામ
કુલદેવી કરગરૂ તમને આ વર મને આપજો રૂડારામ,
વરણાગીઆ ને રૂપાળા શરણુ એમનુ આપજો રૂડારામ
કોડે ધનુષ લીધા બાધે ટીપે રૂડા જો સખિ રૂડારામ,
કોમળ રૂપાળી કાયા નમી પડે એ થકી રૂડારામ
કિંકર કરગરી કહે છે સીતા વરજો રામને રૂડારામ,
રામના ઉરનો આધાર સતી વરજો રામને રૂડારામ

---

(૭

આજે દિવસ મારે ઉજળો રે, મારા રામચંદ્ર પરણવા જાય —આજે,
મૈયર મીઠા વધામણા રે, રૂડા શ્રીરામ પરણે સીતાય
લીધા ધનુષ્ય રામે હાથમા રે, નીચે દબાયો રાવણ રાય—આજે
સતીએ કુલડે વધાવીઆ રે, રૂડી વરમાળ પહેરાવી કોટ
દીઠું ત્યા જોડુ અતિ ઘણુ રે, જોવા દેવોએ મુકી છે દોટ—આજે
સઘળેથી આશિષો ઉછળે રે, જોડુ તપજો અમર સદાય,
ત્યા સુધી તપજો આ જોડલુ રે, આભો અજવાળે સુરજ રાય—આજે,
દેવોએ કુલડે વધાવીઆ રે, રહી અંતરીક્ષ આકાશમાય,
અપ્સરાઓ ગીત ગાય છેરે, એતો આકાશમા સંભળાય—આજે
ગાંધર્વ નાચ નાચી રહ્યારે, આપે કુબેર ભંડારી દાન,
આશિષો માગણો આપતારે, રાખ્યા રામે માગણોના માન—આજે.
બ્રહ્માજી વેદ ભણી રહ્યા રે, કરે શિવજી તાંડવ નૃત્ય,
ભક્તિઓ નવેય આવીઓરે, સ્તુતિ કરે છે વેદોની શ્રુત્ય—આજે

જનકપુરીમા આનંદ ઉલટયોરે, જાણે ભરતી તે સાગરમાય—આજે
ચાંદો દેખીને દરીઓ ઉછળેરે, તેમ સઘળે આનંદ ઉભરાય—આજે
એની આ લે ુલ રૂડલારે, હરખે વધાવીએ સીતાને રામ
કિંકરના કોડ પુરા થયારે, આજે પરણીયા સીતાને રામ—આજે

(૮)

રાગ સોરઠ

વીરને વિનવી કહે છે, લક્ષ્મણ લળી હરખથી રૂડારામ,
જુઓ કો યોગિની આવે કે આવે દેવી કોઈ અહો રૂડારામ
કણકે કણકે પડી એહ વડનારને ધ ય છે રૂડારામ
રૂપ તમારા સમાન વીરા જોડુ રમ્ય છે રૂડારામ
શ્રીરામ કહે વહાલા વીરા એવુ નવ બોલીએ રૂડારામ
પરકન્યા દેખીને મોહ કદી નવ લાવીએ રૂડારામ,
ચાલોને પૂછીએ નામ એ કુમારી કુમારીના રૂડારામ
શા નામ કયા એમના ઠામ રૂડા એ રૂપાળીના રૂડારામ
શ્રીરામ કહે સુણ વીરા એવુ નવ બોલીએ રૂડારામ,
પરકન્યા દેખીને મોહ કદી નવ લાવીએ રૂડારામ
એ વા છ ઉડેના રૂપો દ્રષ્ટિ નવ રાખીએ રૂડારામ,
વીરા એવા રૂપો જોઈ હરિને સંભારીએ રૂડારામ
આ રૂપ જોઈ વખાણી હરિને સંભારીએ રૂડારામ,
ઇશ્વરની શક્તિ અગાધ કાને વખાણીએ રૂડારામ
લક્ષ્મણજી કહે વીર મનમા કઠ ઈ થાય છે રૂડારામ,

એ કન્યા પરણશે તમને એવુ મને થાય છે રૂડારામ,
રામ બોલ્યા હરી તરત એવુ નવ ભાખીએ રૂડારામ
કિંકર ભવિષ્યના પડઘા હૃદય વિષે રાખીએ રૂડારામ

---

(૯)

( લાડકડી ચડીરે કમાડ સુદરવરને નિરખવારે એ રાગ. )
સીતાજી ચઢયારે ઝરૂખે શ્રીરામચંદ્ર નીરખવારે,
શ્રી રામ મંડપમા આવ્યા સ્વયંવરને નીરખવારે
પ્રભુજી ત્યા મંડપમાં પેઠા અંધારા ઉડી ગયારે,
ઉગે સુરજ તારા છુપે તેમ સર્વ છુપાઈ ગયારે
રૂપાળા રઢિયાળા રૂપો નીરખીને સીતા હરખતારે,
એ સ્વામી મારા રૂપાળા એવુ મનમા ભાખતારે
કોઇએ ન પકડયા ધનુષ બધાય હારી ગયારે,
કોઇથી ના તુટયા ધનુષ બધા વિમાસી રહ્યારે
ગભરાય જનકજી ભૂપ હવે વલે શી થશેરે,
શિવજીનુ પ્રચંડ ધનુષ કોઇથી તૂટયુ કેમ જશેરે
સીતાજી સ્તુતિ અપાર કરે પ્રભુને વીનવીરે,
ઓ નાથ મુજને ના ભુલશો કહે એમ કરગરીરે
રમતેલા ઉઠયા શ્રીરામ ઋષિને નમી પડયારે,
આજ્ઞા આપો ઋષિરાય ધનુષ મારે તોડવારે
દીધી આશિષ ઋષિરાયે ધનુષ તુથી તુટજોરે,
ચગદાયો રાવણરાય દુઃખમાથી એ છુટજોરે

આશિષે ઉઠયા શ્રીરામ, સભાને નમી પડયારે,
દીધી સભાએ આશિષ સૌ હરખે હમી પડયારે
આવ્યા ધનુષની પાસે ઉભા ત્યા ઉમ ગથીરે,
રાવણ ચગદાયો નીચે પડયો ભુડા ઢ ગથીરે
અ ગુઠડે ઉચકયા ધનુષ લીધા પોતે હાથમારે,
ફુલના જેવુ ધનુષ્ય લાગ્યુ હરિને હાથમારે,
પણછ ચડાવા નમાવ્યા કોડ ડ ભાગ્યા કડકડીરે
સીતાએ સાભળ્યો ધડાકો હસી પડયા ખડખડીરે,
ઉતર્યા ઝરૂખેથી હેઠે વરમાળ લીધી હાથમારે
પેરાવી વરમાળ હરખે ઊભા હરિની સાથમારે,
બોલે સૌ જય જયકાર અતિશય ઉમ ગમારે,
દેવોએ વેર્યા છે ફુલ નાચે રસ રગમારે
કિ કર હરખ્યા ત્યા ખૂબ થયો જય રામનોરે
છે સદા જય જયકાર પાવન રામનામનોરે

---

## વર ઉઘલતા ગાવાના.

(૧૦)

રાગ રેજાખાટનારે

જુઓ જાનૈયાઓ જાય કે રાજારામનારે,
આન દ સાનેય થાય કે રાજારામનારે
આગળ ગણેશ દુ ડાળો કે રાજારામનારે,
હમે છે મોટી ફોદાળો કે રાજારામનારે

સૂઢ એ ફેરવે ખૂબ કે રાજારામનારે,
હમે સૌ થઇ મગરૂબ કે રાજારામનારે,
બ્રહ્મા ભણે પાછળ વેદ કે રાજારામનારે,
સમજાય ના તેના ભેદ કે રાજારામનારે
બકરાનું મુખ કરે એ બે કે રાજારામનારે
કટાળો સૌનેય દે છે કે રાજારામનારે
શિવજી બેઠા છે આખલીએ કે રાજારામનારે
આનદે રમતા કાબલીએ કે રાજારામનારે
પારવતી બેઠા છે પ્રીતે કે રાજારામનારે
ગાય છે રૂડેરા ગીતે કે રાજારામનારે
કુબેર આપે છે દાન કે રાજારામનારે,
માગણોનુ ત્યા છે ધ્યાન કે રાજારામનારે
આવ્યો છે ઈંદ્ર ઉમગે કે રાજારામનારે,
લાવ્યો છે ઇદ્રાણી સગે કે રાજારામનારે
દેવો બોલે પ્રભુના નામ કે રાજારામનારે,
એતો છે મગળ નામ કે રાજારામનારે
પાછળ અયોધ્યાના લોક કે રાજારામનારે,
ભીડ છે બહુ બહુ થોકે થોક કે રાજારામનારે
દશરથ રાય ફુલી ફાલે કે રાજારામનારે
બેસીને રથમાહે મહાલે કે રાજા રામનારે
ભરત શત્રુધનની જોડી કે રાજારામનારે,
બેઠા બેઉ કચ્છની ઘોડી કે રાજારામનારે

કૈકૈ કૌશલ્યા સુમિત્રા કે રાજારામનારે,
સુખપાલે બેઠા પવિત્ર કે રાજારામનારે,
આવ્યા છે મલપતા સર્વે કે રાજારામનારે
શ્રીપ્રભુ પરણ્યા તે પર્વે કે રાજારામનારે
આવ્યા જનક પુરમાય કે રાજારામનારે,
મિથિલા નગરી મલકાય કે રાજારામનારે,
આવ્યા જનકરાય સામે કે રાજારામનારે,
ભેટયા વેવાઈ સામસામે કે રાજારામનારે,
સામૈયુ કીધુ છે સંગે કે રાજારામનારે,
આવ્યા ઉતારે ઉમંગે કે રાજારામનારે,
કિંકર હરખ્યા છે ખુબ કે રાજારામનારે,
જોને થયા મગરૂબ કે રાજારામનારે,

---

## (૧૧)

### રાગ—દખણુ દેશથી ઘોડીરે આવી

ગોકુળ ગામથી ઘોડીરે આવી
આવી છે કીર્તિજીને દ્વારરે રઢિયાળીરે ઘોડી૦
એની રે ઘોડીએ કોડીલા કાનજીની સ્વારી,
આગળ જાનૈયાની હારરે—રઢિ૦
જાનૈયા મોટા જગેજગથીરે આવ્યા,
દેવતા આવ્યા છે અપારરે—રઢિ૦

મોખરે બ્રહ્મદેવ દાઢી ગાલ,
ઝાઝેરા મુખડાની હારરે—રઢિ૦
આખલે આવ્યા પોતે શંભુજી જોગી,
સતી પારવતી છે જોડેરે—રઢિ૦
શંભુ ભભુતિ અતિ કોડે ઉછાળે,
સતી ઉરાડે કંકુ ડોડેરે—રઢિ૦
ઇંદ્ર રાજાજી ઐરાવતે આવ્યા,
પુષ્પોના ખુંપે ગુંથી લાવ્યારે—રઢિ૦
ખુંપ ઓરાઢયો એમણે પ્રભુજીને શિરે,
શ્રીહરિ સંતાપ કુલાયારે—રઢિ૦
ગણરા ઉંદર ઉપર ગસીને આવ્યા,
સૂંઢ અને દુંડ વણી મોટીરે—રઢિ૦
આવ્યા મોડા સાને મોખરે ઉભા,
હસ ગોકુળીઆની ગોપીરે—રઢિ૦
અલકાપુરીથી કુબેર ભંડારી આવ્યા,
ભર્યા ભંડાર જોડે લાવ્યારે—રઢિ૦
આપે છે દાન દીનને હોડેને કોડે,
ગરીબાને એ ઘણા ફાવ્યારે—રઢિ૦
શારદા સ્વામીના ગીતડા ગાયે
ઝીલે છે દેવો કેરી નારીરે—રઢિ૦
અપ્સરા ગાંધર્વ નાચ ને ગાયે
આનંદ ઉછળ્યો મહાભારીરે—રઢિ૦

અાનંત બ્રહ્માંડામા આનંદ ઉછળ્યો,
ઝીલે છે રસડાના સોગીરે—રહિં૦
ઉરના વધામણા સૈયર માની,
રહેજે સહાય તુ સયોગી રે—રહિં૦
કિકરો વગોડો નીરખીને મ્હાલ્યા,
શા શા તે કરવા વખાણુરે—રહિં૦
દેવ માનવોનો સાગર ઉમટયા,
ચાદ લોકમા થયુ જાણુરે—રહિં૦

---

## (૧૨)

### રાગ વનમાળી રે

ગોપીઓ ગાય છે ગીત કે ઓ વનમાળીરે,
કેમ ગયા પર પ્રીત કે ઓ વનમાળીરે
એનુ છે ગોરડુ મુખ કે ઓ વનમાળીરે
પડ રોગનુ એ રૂપ કે ઓ વનમાળીરે
એનુ છે નાનેરૂ નાક કે ઓ વનમાળીરે,
કેમ કરી ઝીલશો ઝાક કે ઓ વનમાળીરે
એ છે કામણગારી નાર કે ઓ વનમાળીરે
એનો છે ઝાઝેરો પ્યાર કે ઓ વનમાળીરે
પાદરે પાણી એ પાશે કે ઓ વનમાળીરે,
લાજ તમારીજ જાશે કે ઓ વનમાળીરે,
આપ સુવાળા ને સહેલા કે ઓ વનમાળીરે,

એ પ્રેમમદ પીધેલા કે ઓ વનમાળીરે
નહિજ ગાઠે એ ગોરી કે ઓ વનમાળીરે,
જબરી છે પ્રેમની તોરી કે ઓ વનમાળીરે
તમારી ઉમર છોટી કે ઓ વનમાળીરે,
એ છે તમારાથી મોટી કે ઓ વનમાળીરે,
લીબુની ફાડશી આખ કે ઓ વનમાતીરે
છોગાળા છાનેરો ઝાખ કે ઓ વનમાળીરે,
મલક મલક મુખ થાય કે ઓ વનમાળીરે,
સાના મન એથી હરાય કે ઓ વનમાળીરે
પડી મેલો પરણ્યાની વાત કે ઓ વનમાળીરે,
નહિ ગાઠે હઠીલી જાત કે ઓ વનમાળીરે
કકર કરગરી કહે છે કે ઓ વનમાળીરે,
પરણો ભલે નાના કહે છે કે ઓ વનમાળીરે
પ્રેમીલા જોડા એ ખાસ ક ઓ વનમાળીરે
આવશે મળતી બહુ રાશ કે ઓ વનમાળીરે

---

## (૧૩)

### પ્રભુનો જવાબ

ગગ ચાલતો

બોલે છે ગિરધરલાલ કે ઓ વ્રજનારીરે
મુજને સતી પર વહાલ કે ઓ વ્રજનારીરે.
વચાયો હુ એને હાથ કે ઓ વ્રજનારીરે,

અમર મારો અ સાથ કે એ વ્રજનારીરે
ગોરડુ એનું છે મુખ કે એ વ્રજનારીરે,
એ મુખ દીઠે છે સુખ કે એ વ્રજનારીરે
મલક મલક મુખ થાય કે એ વ્રજનારીરે,
એથી આનંદ સૌને થાય કે એ વ્રજનારીરે
અમારો છે સમરસ કે એ વ્રજનારીરે,
એ લાડીલીને હુ વશ કે એ વ્રજનારીરે
પહેલા પગલા અમ ઉર કે એ વ્રજનારીરે,
ખીલ્યા છે સંગમાં નર કે એ વ્રજનારીરે
અમર પગલુ અમારૂ કે એ વ્રજનારીરે
આ પગલુ મને પ્યારૂ કે એ વ્રજનારીરે
જગદીશે દીધા જવાબ કે એ વ્રજનારીરે
દિકર હરખાય ખુબ કે એ વ્રજનારીરે

---

(૧૪)

## ઉધલતા.

બેની જો જો રે પેલા જાદવરાય આવે છે
દુ ખડા બાજોરે, એમના દર્શન બહુ કાવે છે
જોને જાય છે રે, એ તો લાડીલીને પ્રેમ
હુંગમે પરણુવારે, છે શ્રી રાધા ઉપર સ્નેહ
મંડપ બાંધીયારે, આવ્યા વિશ્વકર્મા ખાસ
જો આકાશમાંરે, એના તેજોના છે પાસ,

ચાર વિભાગમા રે, મંડપ બાંધ્યો રૂડો ત્યાય
એક વિભાગમારે, બેસશે દેવો સઘળા ત્યાય
બીજા ભાગમાંરે ભકતો સાથે યાદવ લોક,
આવ્યા જાનમાંર, બેસશે સઘળા થોકે થોક
ત્રીજા ભાગમાંરે, બેસશે નારી કેરા જુથ,
ગાશે ગીતડાંરે રીઝવવા પ્રભુજીને ખુબ,
ચોથા ભાગમારે, આવ્યુ માયરૂ પરણવા કાજ,
તેમા પરણશેરે, રૂડા, ગધાને મ્હારાજ,
પ્રભુની પાલખીરે જોને ઉચકે સઘળા દેવ,
ભકતો ભજન કરે રે, સઘળે આનંદની છે હેલ
કોલાહલ મચ્યોરે, જોને ચૌદલોકની માય,
આનંદ ઉછળ્યોરે, જાણે ભરસાગર ઉભરાય
એની લુટનેરે, ફરીથી નહિ આવે આ થોલ,
કિંકર કહેતારે, આવ્યો નહોતો આવો થોલ

---

(૧૫)

## વરને પોખતા

રૈજા ઝળકે ગજા ગમનારે એ રાગ

આવા રંગીલા મારે માયરે રે,
તમને નિરખીને થઇએ ન્યાલજી
આવા રંગીલા મારે માયરે રે
ઉલટથી જોઉ તમારી વાટડીરે,

ઉરમા પરણ્યાના આવે ખ્યાલજી,
આવો ૨ગીલા મારે માયરે રે
ઉરમા ઉમળકા ઉડા ઉપડેરે,
હુરખોના સાગરો ઉભરાયજી—આવો
વરમાળો ધરીએ આપણ સાથમારે,
ધર્મોના સબધો જોડાયજી—આવો
પૂર્વ જનમની આપણી પ્રીતડીર,
સફળ કરીએ પ્રીતમ આજજી—આવો
મહુરત મીઠા ને અમર આજના ર,
જીવનના આવે આજે રાજજી—આવો
જીવનમા અમૃત આજે રેડશુ ર,
અમૃત પીશુ યુગોયુગજી—આવો
ધર્મ અમૃત અમર ઓઢશુ રે,
અમર થઈશુ જુગો જુગજી—આવો
પ્રભુ સગાથે રમશુ રગમા ર,
નિકુજો બનશે આપણા ધામજી—આવો
આનદ હમેશા આપણા ઉરમારે,
ભરશે સદાયે શ્રીઘનશ્યામજી—આવો
આપણા આનદે સ્વર્ગો ડોલશેરે
ઈદ્રને આવશે ઈર્ષાયજી—આવો
દેવો જેવા છે દૈવત આપણા ર,
તેથી કોઈનાથી ડરે ન થાયજી—આવો.

જગને મીઠી નજરાથી જોઈશુ રે,
સર્વને દઈશુ બનતી સહાયજી—આવો
મીઠી નિર્દોષ લહેરા ઉડશેર,
સ્વર્ગીય જીવનો ગવાયજી—આવો
આનદથી જડ ચેતન સૌ હસી રહ્યુ રે,
તમને વધાવવા છે તૈયારજી—આવો
સૌના ઉરમા આવે છે ઉભરા રે,
સર્વેનો આપણા ઉપર પ્યારજી—આવો
આવોને ફુલડાએ વધાવીએ રે,
ફુલડા તો જુએ તમારી વાટજી—આવો
કકુ વેર્યા છે મારે માયરે રે,
રૂપાળા જુઓ મડપ ઘાટજી—આવો
કિકર સઘળા આજે તમ તણા રે,
આજે આવ્યા છે તમને રાજજી—આવો
એ રાજ ઉરવાડીમા મહાલશે રે,
મીઠાને મોઘા શીરના તાજજી—આવો

---

## (૧૬)

## માયરામા પધાર્યા પછી ગાવાના.

રાગ ચાલતો.

આવ્યા રગીલા આપણે માયરેરે,
બિરાજ્યા આવી મડપ બહારજી.

આવ્યા ગોલા આપણ માયરે

ચાલોને જઇએ સખી વધાવવારે,
સાસુજી બોલ્યા ધરીને પ્યારજી—આવ્યા
મોગરેલી ફુલડાએ વધાવીઆરે,
પૂજ્યા ધરીને મન ઉમંગજી—આવ્યા
થાળ મોતીડે એમને પોંકીયારે,
આનંદનો મચીયો સઘળે જગજી—આવ્યા
ઉંચકીને આણ્યા એમને માયરેરે,
અગ્ગજા બ્હેકે એમને અંગજી—આવ્યા
રૂપ ગુણે છે જોડું શોભનુંરે,
જાણે સીતાજી રામનો સંગજી—આવ્યા
પધરાવ્યા કન્યા એમની પાળનારે,
ઉમળકા ઉત્સાહ અપારજી—આવ્યા
કન્યા અમારી ગોરી ગાવડીરે,
રક્ષણ કરજો રાખી પ્યારજી—આવ્યા
ગરીબ ગાયશી તમને સોંપતારે,
આનંદ ઉપજે અમને ખૂબજી—આવ્યા
તેના હકોને તમે પાળજોરે,
ધર્મોની રાખીને મગરૂબજી—આવ્યા
નાવ સંસારનું સંગે હાંકજોરે
એથી ઉતરશો ભવ પારજી—આવ્યા
ધર્મ અગમ ... ગર્ન પાળજોરે
કરજો ... ... ... પ્યારજી—આવ્યા

પ્રભુને એક ક્ષણ નવ ભુલશોરે,
તેને આશરે કરજો કામજી—આવ્યા
મનસા દેહોના કામો રૂડલારે,
પ્રભુની રાખા હૈયે હામજી—આવ્યા
સંકટે હિંમત નવ હારીયેરે,
સુખમાં રહીએ સદા મસ્તાનજી—આવ્યા
નીતિના માર્ગ નવ ભુલીયેરે,
ધરીએ પ્રભુના નિત્યે ધ્યાનજી—આવ્યા
પ્રભુ સંગાથે ધરએ પ્રીતડીરે,
મનડા કરીને બેઉ એકજી—આવ્યા
મર્યાદા મોટા કેરી રાખીએરે,
ચુકશો ના જરા પણ વિવેકજી—આવ્યા
ધર્મ સંબંધો આજ થાય છેરે,
સંબંધ સત્ય પ્રેમે થાયજી—આવ્યા
સ્નેહ સંબંધો યુગો યુગનારે,
ઉરો જો રસ થકીજ રસાયજી—આવ્યા
આશિષ ઉપજી તનને આપીએરે,
જોડી તંપા આ યુગો યુગજી—આવ્યા
દીન ને કિંકર પર પ્રીતિ રાખીયેરે,
ધરીએ ના કોઈની મનમાં ન્યુગજી—આવ્યા

---

(૧૭)

( આ મીઢળ કોના બાંધ્યારે ગોકુલના કનૈયા એ રાગ )

આવોને પ્રભુ આરોરે, ગોકુળના કનૈયા,
આપોને શરણુનો લાવોરે, ગોકુળના કનૈયા
આજે હરિ તમે શાને રિસાયા,
અપરાધો શા માગ પડિયારે—ગોકુળના
અપરાધોની તમે માફીઓ દેજો,
અમે તો પાલવ[1] પડિયારે—ગોકુળના
પાના પડ્યા પ્રભુ નિભાવી લેજો,
રિસાયે નહિ ચાલેરે—ગોકુળના
ગાઠો પડી પ્રભુ ભવોરે ભવના,
મનડા તમારામા મ્હાલેર—ગોકુળના
પૂર્વ જનમની આપણી પ્રીતો,
એ તોડી કેમ તૂટેરે—ગોકુળના
વર્ગની ગારોએ આપણે મ ધાયા,
વછોડ્યા કેમ વછુટેરે—ગોકુળના
આશરો પ્રીતમ આપનો અમને,
આશ્રિતને કેમ દુભોરે—ગોકુળના
ગોકુળમા આપણે જોડેરે રમતા,
આપમા અમૃતના કુભોરે—ગોકુલના,
મનડા બરાબર પરણ્યા છે પ્રીતમ,

---

૧ ખોળામા, તાબે

પાકા લગ્ન હવે કરીએરે—ગોકુલના
ચોરીના મ ડપ મોગરે છાયા,
આપના પગલા ધરીએરે—ગોકુલના,
વાટ જુએ લગ્નગોર નારદજી,
બ્રહ્માજી પણ સ ગ આવ્યારે—ગોકુલના
ઉમ ગ ભેર સહુ આવીને બેઠા,
તમને પરણાવ્યાના લ્હાવારે—ગોકુલના,
કિ કર સહુ હરિની વાટડીઓ જુએ,
આરતો સર્વની પુરોરે—ગોકુલના
આવ્યા હરિ ત્યા તો હલકે ને મલકે,
આન દ ઉર અતિ ઝલકેરે—ગોકુલના

---

(૧૮)

( રાગ ઉપરનો )

ગોકુલની નારી ગોવિ દને પુછે,
વારો કયા આવડી લાગીરે-ગોકુલના
ગોકુલની નારીને ગોવિ દજી કહે છે,
વાત સુણોને સોહાગીરે-વ્રજનારી ઓ વહાલી
જમાનાને તીરે રમવા ગયા'તા
રમતોમા વાતો લાગીરે-વ્રજનારી
દડો ખેલતામા જમનામા પડીયો,
કાઢતામા વારો લાગીરે-વ્રજનારી

સખીની સાથે ફરવા ગયા'તા,
ફરતા ફરતા વારો લાગીરે-વ્રજનારી
બાગોમા ફુલડા વીણવા ગયા'તા,
ફુલ વીણતા વાર લાગીરે-વ્રજનારી
બાઈબંધો સાથે કરીએ ઉજાણી,
જમતામા વારો લાગીરે-વ્રજનારી
ગાયો ચરાવાને વનમારે ગયા'તા
ગાયો તો ગઈ બહુ આઘીરે-વ્રજનારી
ગાયો બોલાવતા વારોરે લાગી,
વાસળીની ધુન લાગીરે-વ્રજનારી
દેવો આવ્યા હતા દર્શન કરવા,
દર્શન દતા વાર લાગીરે-વ્રજનારી
ભક્તોની ભીડોને ભાગવા ગયા'તા
તેથી વારો બહુ લાગીરે-વ્રજનારી
ડિકરને હુ તો કદીએ ન ભજુ,
ક્રિષ્ણ માગ સુભાગીરે-વ્રજનારી
પ્રેમ તમારો છે મુજ પર આજો,
હુ છુ તમારોજ રાગીરે-વ્રજનારી,



(૧૯)

## પરણતાં ગાવાનાં.

આજે આજે મહુરત રૂડા આવીઆ,
પેલા બ્રખુભાન કીર્તિને ઘેર રે,
રૂડા ગાંધવજી પરણે રે શ્રી હરિ

આજે આજ મહુરત રૂડા આવીઆ,
રૂડા નંદજશોદાને ઘેરરે—રૂડા રાધાજી
વર વિઠ્ઠલ ઉમંગે ઉઘલી,
એ તો આવ્યા બરસાનાની સહેલરે—રૂડા
છાવા છાયા મંડપ રૂડા મોગરે,
માય ઢોળ્યા છે તેલ ફુલેલરે—રૂડા
આજે બરસાને આનંદ ઉમટયો,
ગાય નગરી વધે ઘેરરે—રૂડા
તાજા તોરણ ઘેર ઘેર બાંધીઆ,
ગામ શણગાર્યાં સુંદર પેરરે—રૂડા
ઉમટયા ઉમયા હરિ આવ્યા માંડવે,
આવી ઉભા છે માંડવા બહારરે—રૂડા
આવ્યા રાણી કીર્તિજીરે પોંખવા,
જમાઈ જોવાનો ઉમંગડા અપારરે—રૂડા
અમર પુષ્પોએ પ્રેમે વધાવીઆ,
પોકયા પ્રેમથી શ્રીવ્રજરાયરે—રૂડા
પછી કોટે કેડે લીધા કાનજી,
લાવી બેસાડયા માયરા માયરે—રૂડા
બાંધ્યા સોનાના ગાગર બેડીઆ,
વચ્ચે બાજઠ રતન જડિતરે—રૂડા
એની બાજઠે બેઠારે શ્રીહરિ,
એમની રાધા ઉપર ઘણી પ્રીતરે—રૂડા

સામે પધરાવ્યા રૂપાળા રાધિકા,
સામે પ્રભુજી શ્યામ સ્વરૂપરે—રૂડા,
અલિ આવડા કાળા આ કેમ થયા,
એમનું કાંઝરૂ સામળુ મુખરે—રૂડા,
એની જન્મ સમે હતી વાદળી,
વળી ઘોર અંધારી રાત રે—રૂડા
એની રૂપે કજોડું આ દીસતુ,
કેમ ગમ્યા આ કીર્તિજી માતરે—રૂડા
કિકર આ રે નુજોડું અતિ ઘણું,
પરણે આત્મિક પ્રેમીઓ આજરે—રૂડા
કર્યા લાખા દિવસનાંરે વાયદા,
એમ બીજાએ કરેલા આજરે—રૂડા

---

(૨૦)

(શાંતક વેળા ગોરી રિસાઈ બેઠા-રાગ.)

આજે કોડીલા કુંવર માયરામા બેઠા,
રત્ન જડાવ બાજઠ ઢાળ્યા-ઓ કુંવરી
આજે કોડીલા કુંવર માયરામા બેઠા
રાધા ગોરીને માતા કીર્તિજી પુછે,
તમને ગમે તો પરણાવું ઓ કુંવરી-આજે૦
રાધા ગોરીરે માતા કીર્તિને કહે છે,
મુજને જલદી પરણાવો ઓ માવડી-આજે૦

શ્યામળો રગ કુવરી આ વર કેરો,
તમારૂ સુદર ગોરૂ રૂપ ઓ કુવરી–આજો૦
કોયલ કસ્તુરી કાજળ રગેરે કાગા,
ગુણ દીસે છે એમા ખૂબ ઓ માવડી–આજો૦
ઝાઝી કુમારિકાઓ એમનીરે પુઠે,
આથડે વ્રજમા દિનગત ઓ કુવરી–આજો૦
ચદ્રની પુઠે આભમા તારલીઓ ઝાઝી,
પોષે સૌ શશી ભલી ભાત ઓ માવડી–આજો૦
ગોકુલની ગોપીઓ એને ચોર ચોર કહે છે,
આબરૂ નથી તલભાર ઓ કુવરી–આજો૦
ઓ માતા જગ કોઈથી નથીરે જીતાયુ
લોકો લવે શો પતિયાર ઓ માવડી–આજો૦
બે બાપવાળો એને ગોકુલમા કહે છે,
નદજી અને વસુદેવ ઓ કુવરી–આજો૦
સૌનેય બે છે બાપ સૃષ્ટિમા સઘળે,
એક પ્રભુને બીજો બાપ ઓ માવડી–આજો૦
એનું તોફાન જગમા ઝાઝેરૂ ઝાખુ,
પજવે લોકોને એતો ખુબ ઓ કુવરી–આજો૦
નાનપણુમા બાળક હોય છોકરવાદી,
એ તો કહેવાય શાની ભૂલ ઓ માવડી–આજો૦
લાડીલી મોહ એમનો તમને ક્યા લાગ્યો,
અવગુણ પણ લાગે ગુણ ઓ કુવરી–આજો૦

પૂર્વ જનમનો મોહ મુજને છે એમનો,
અતિ છે મુજ પર એમના રૂણ એ માવડી—આજે૦
રમતેલા દીઠા એમને જમાનાને તીરે
ગાયો ચરાવા જતા ઝાંપે એ માવડી—આજે૦
મોહ મને માડી એના મુખડાનો લાગ્યો,
એમને નીરખીને મનડા ઝંપે એ માવડી—આજે૦
પરણાવ્યા માતા મુજને લાડે ને કોડે,
વિધિએ એવા લખીયા લેખ એ માવડી—આજે૦
કિંકર હરખ્યો અતિ હૃદયે હુમીલો,
વધાવ્યા બેઉ ઉરના નૂરે એ માવડી—આજે૦

---

(૨૧)

(આણી તેડે ગંગારે પેલી તેડે જમુનારે વચમા તે સરસ્વતી નદી વહે છે, એ ગંગ)

આણી બાજુ વલ્લભેન્દ્ર, પેલી બાજુ વિઠ્ઠલરે
વચમા તે બાળમુકુન્દરે,
પ્રભુજી બિરાજેરે, કુંજોમા ગાજેરે,
છે અતિ ત્યાંજ આનંદરે,
એનેજ નમજોરે, ગોનેય ગમશોરે,
જીવને એમનાજ છે ખપો
આશિષ એ આપે રે હાથ માથે થાપેરે,
જેહકુ આ રૂડુ અમર તપો

જેમ જમુના ગંગારે, એક રંગે રંગ્યારે
એક રસ થઈ દરીઆમા પેસેરે
આ જોડી શાણીરે, પ્રેમીલી જાણીરે,
એક થઇને પ્રભુજીમા પેસોરે
જીવનના લ્હાવારે, ભોગવો મન ભાવ્યારે,
ધર્મના નિશાન ધરજોરે
એરે નિશાનેરે, પ્રભુજીને પાનેરે,
પડશો આ શિખામણ ધરજોરે
ધ્રુવજીના દર્શનરે, કરી થાય પરસનરે
ખુશી થઇ આપે આશિષારે,
જેમ હુ છુ અમરરે, તેમ તમે અમરરે
થાઓ ને મુજ જેવા દીપોરે
હરિ સાથે મારીરે, પ્રીતી તમારીરે,
ઇશ્વર ઉપર એવી થજો
ધર્મના અમૃતોરે, પીજો આ સતોરે,
એમા તે સાચી દીસે મજો
મોતીની માયારે, જુઠી આ રાયારે,
ધર્મજ ધન સાચુ જાણજો
ધર્મો જો ભુલ્યા રે, સસારે ડુબ્યારે,
ફિકર થઈ હરિ મોજો માણજો.

---

( ગોપીજનનારે પ્રાણ મારા પ્રભુજીની પાસે—એ રાગ )

પેલા નંદજીનો છાગો મજની મોચગમા બેઠા
શા શા રૂડેરા એમના મીઠડા છે રૂપ–પેલા
નોકો રૂપાળી એમની જોને ઓ સજની,
બાજટ સોનાના ઉપર બેઠા જગભુપ–પેલા
શિરે મુગટ એમણે મોદેગા મૂક્યો,
મોર પીછીની રૂડી કલગી રૂપાળી–પેલા
કાને કુંડળો જાણે સુરજની જ્યોત,
ભાલની શોભે એમની કાંતિ રઢિયાળી–પેલા
ખિટલીયાળા રૂડા કેશો સોહાગી,
અલકની લટો ઉપર લકે મને લાગી–પેલા
કોટે તે શોભે સજની વિજયંતિ માળા,
જોડે બીજી છે મોતી ગુંજાની માળા–પેલા
મણિ કેરા તેજે બેની નજરે તો નીરખો,
એનાથી દીસે છે એ શ્રી હરિ સરખા—પેલા
કટી મેખળા એમની કડેરે શોભે,
ચરણમા શોભે રૂડા રસિયા નુપૂર—પેલા
ચરણે ચાખડીઓ જોને ચંદનની પહેરી,
એમની સુગંધે આપણા આનંદે ઉર—પેલા
પિતાબર પીળા એમણે પ્રેમના પહેર્યાં,
રાધાજી ઉપર એમની અતિશય પ્રીત—પલા
કિંકર આપણે સઘળા એમના ઓ સજની,
ભવસાગર તરવાની છે એ એક રીત—પેલા

## (૨૩)

રાગ ચાલુ

પેલા નંદજીનો છોરો સજની મોયરામાં બેઠા,
બ્રહ્માજી હરખે એમને પરણાવે આજ—પેલા
મુખપર મગરૂબી જોને કેવી ભરી છે,
એમને તે વશ છે ચૌદ ભુવનના રાજ—પેલા.
શિવજી તે જોને ઉભા નાચોરે નાચે,
પારવતી રમિયા જોડે પુરે છે તાળ—પેલા
ગણપતિ બેઠા પેલા ફેરવે ફાંદો,
ચો બાજુ જોતા દીસે સૂંઢો રસાળ—પેલા
નારદજી જોને સજની વીણા વગાડે,
પ્રભુજીના કીર્તન ગાય મીઠું લગાડે—પેલા
ઇંદ્ર તે રાજા પેલો બે હાથ જોડી',
કરગરે હાસે કરી પ્રભુજી ન તારે—પેલા
કુબેર ભંડારી પેલા દાનોરે દે છે,
રાખે છે એ તો સઘળા માગણના માન—પેલા,
રતનો મણિને કનક ભંડાર લુટાર
આપો આપે સઘળા થઇ એક તાન—પેલા
ગુરૂજી જોને બેની માડવો ચુકવે,
ભક્તો ભજન ગાઇને કરતા રસપાન—પેલા
કિંકર દેવો સઘળા એમના એ સજની,
તેથીજ આવી સઘળા દેવોની જાન—પેલા

(૨૪)

( રાગ—મેઘાડમર ગાજે )

આપણે વૃંદાવન ઢુકડા ત્યાથી વ્રજરજ લાવો
એ રજો શિરપર ધારીને રાયવર ઉવલાવો
રજો તે વ્રજની મોધેરી દેવા ઇચ્છે છે લેવા,
મુખમા મુકાવોને બેનડી, એ છે અમૃત મેવા—આપણે

આપણે તે જમનાજી ઢુકડા જમના જળ મગાવો,
એ જળ પાન કરાવીને, રાયવર ઉવલાવો,
એ જળમા પ્રભુજી રમ્યા, ચરણામૃત એ હરિના,
શ્યામ સ્વરૂપ શ્રી જમનાજી, પટરાણી હરિના—આપણે

આપણે વૃંદાવન ઢુકડા, ત્યાથી હરિરસ લાવો,
એ રસ ઉરોમા ધારીને વરરાય ઉવલાવો,
એ હરિ રસ મહા મોંઘેરા, ભાગ્યવાનને મળશે,
એ રસમા સદા મહાલશે, ભવસાગર તરશે—આપણે

આપણે વૃંદાવન ઢુકડા, ત્યાથી પ્રભુને તેડાવો,
સેવાઓ કરીને એમની પછી વર ઉવલાવા
સેવા હરિની છે મીઠડી અમૃત ઘુટડા જેવી,
*કિંકર વરરાયજી થશે, અમર પ્રભુજીને સેવી—આપણે

---

*પ્રભુનો દાસ

(૨૫)

( રાગ–સુગ્ત શહેગ્ના સોની તેડાવોરે )

વ્રજભૂમિથી હરિને તેડાવોરે,
બેની રિસાયા એમને મનાવોરે ૧
કહે છે શ્રી હરિ આવે તો પરણુ રે,
એમને કુંવારા કનૈયાનું નગણુ રે ૨
બેની કહો પ્રભુને શુ શુ જોઇએરે ?
કરી તૈયારી દુખ બધુ ખોઇએરે ૩
બેની આ સુણી હરખે ફુલાયારે
બોલ્યા કમળા મન ભરાયારે ૪
માગ પ્રભુજી તો છે બહુ મોઘારે,
ફક્ત ભક્તોની પ્રીતએ સોઘારે ૫
એ તો આવશે શ્રી રાધા સંગેરે,
એમને વધાવી લેજો ઉમંગેરે ૬
એ તો પ્રેમના ભોજન જમશેરે,
પછી પુષ્પ નિકુંજોમા રમશેરે ૭
એ તો પોઢશે ભક્તોના ઉરમારે,
કરી તૈયારીઓ સહુ શૃંગારે ૮
ધરી ધ્યાન પ્રીતમજીને તેડયારે,
આવી પ્રભુએ વિરહ દુખ ફેડયારે ૯
કિંકરોનો દયાળુ એ સ્વામીરે,
બ્હેની નીરખીને બહુ સુખ પામીરે ૧૦



(૨૬)

## પરણ્યા પછી

( રાગ મોતીસર વચણારે, )

સતી શ્યામને પૂછે સ્વામિ સુણો શાણારે,
તમે આવડાશા કાળા કહો કંથ મારારે
હરિ ગાવાને કહે છે સતી સુણો શાણીરે,
અમને અંધારે જનમ્યા સુણો સતી શાણીરે
તના પડછાયે કાળા સુણો સતી શાણીરે
અમને અંધારે ઉચક્યા સુણો સતી શાણીરે
અમને રાત્રિયે વ્હોયા સુણો સતી શાણીરે,
અમે કાળા ઘરમા જનમ્યા સુણો સતી શાણીરે,
અમપર કેણુ માડી રેડ સુણો સતી શાણીરે,
તેથી કાળા વિશેષે સુણો સતી શાણીરે
અમે કાળી નાગ નાથ્યો સુણો સતી શાણીરે,
જેની ઝાળોએ કાળા સુણો સતી શાણીરે
અમે દાવાનળ પીવા સુણો સતી શાણીરે,
અમે તેથીરે કાળા સુણો સતી શાણીરે
નીર જમુનાના કાળા સુણો સતી શાણીરે,
ન્હાયે પીયે પડછાયે સુણો સતી શાણીરે,
તેથી કાળા જણાઇએ સુણો સતી શાણીરે

રસે આભલા રાતા સુણો સતી શાણીરે,
તેથી દીસે રૂપાળા તુજ સતી શાણીરે
તેમ રસે અમે રાતા સુણો સતી શાણીરે,
કિંકર પ્રભુજી રૂપાળા સુણો સતી શાણીરે

---

(૨૭)

રાગ ચાલતો

કૃષ્ણ રાધાને પૂછે, સતી સુણો શાણીરે,
તમે આવડા શા ગોરા, કહો મને વહાલીરે,
રાધા કૃષ્ણને કહે છે, સ્વામી સુણો શાણારે,
અમે આનંદે જનમ્યા, સ્વામી સુણો શાણારે
અમે તેથીરે ગોરા, સ્વામી સુણો શાણારે,
અમને દૂધરે નવરાવ્યા, સ્વામી સુણો શાણારે
અમને દહીં વડે ચોળ્યા, સ્વામી સુણો શાણારે,
અમે માખણ ખાધા, સ્વામી સુણો શાણારે
અમે અમૃત પીધા, સુણો સ્વામી શાણારે,
અમપર પ્રભુજી ઢળીઆ, સ્વામી સુણો શાણારે
અમે તેથી રૂપાળા, સ્વામી સુણો શાણારે,
અમારો હરિરસ આહાર, સ્વામી સુણો શાણારે,
કિંકર છે તેથી ગોરા, સ્વામી સુણો શાણારે,

---

(૨૮)

( રાગ ઉપરનો )

રાધા શ્યામને પૂછે, પ્રભુ રઢિયાળારે,
તમારા આવડા શા તેજ, પ્રીતમજી રૂપાળારે
પ્રભુ રાધાને કહે છે સુણો મારી વહાલીરે,
અમને વિજળીએ જેર્યા, સુણો મારી વહાલીરે
અમે તેથી તેજવાળા, સુણો મારી વહાલીરે,
અમને અમૃત પોગ્યા, સુણો મારી વહાલીરે,
અમને વિજળીએ [illegible] ગમા [illegible]રે,
અમારા [illegible] [illegible], [illegible] મારી વહાલીરે
અગ્નિ મોમાથી જન્મ્યા, [illegible] રામા રૂપાળીરે,
અમે તેથી રૂપાળા, સુણો મારી વહાલીરે,
વનમા દાવાનળ પીધા, સુણો મારી વહાલીરે,
અમે એથી તેજાળા, એ રામા રૂપાળીર
અમે દહી માખણ અંહારી, સુણો મારી વહાલીરે,
[illegible] બહુ બળિડાગી, સુણો મારી વહાલીરે

---

(૨૯)

## પરણ્યા પછી કંસાર જમતા.

સીતા રામને પૂછે, સુણો સ્વામી મારારે,
તમે શાથી રૂપાળા, કહો કામણગારારે,
રામને બપોરે જન્મ્યા, સુણો સતી શાણીરે,

અમે તેથી રૂપાળા, ઓ કામણગારીરે
અમે ગંગાજળે ન્હાયા, સુણો પતી રાણીરે,
અમને તેજાએ આંજ્યા, ઓ કામણગારીરે,
અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે,
અમને ગુલ્જે ધોયા, ઓ કામણગારીરે
અમને ચંદ્રમાએ દોર્યા મની કામણગારીરે,
અમે અમૃતોએ ઉછર્યા સુણો સતી શાણીરે,
અમે તેથી રૂપાળા સુણો શાણી રાણીરે,
અમ ઉનાળે આવ્યા, સુણો સતી શાણીર
અમને હવે ઓળખ્યા, સુણો મારા રાણીરે,
અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે,
અમે જગનમાથી જન્મ્યા, સુણો શાણી રાણીરે,
અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે
કિંકર મર્યાદાઓ ગાતા, સુણો સતી શાણીરે,
રામ તેથી રૂપાળા, સુણો શાણી રાણીરે

---

(૩૦)

## વળાવતાં.

( દાદાના ગામ બેનીએ વિસારી મેલ્યા—એ રાગ )

જનકપુર શહેર બેનીએ વિસારી મેલ્યા,
નગરી અયોધ્યા વહાલા લાગી સીતાજી બેની,
નવતેરા વટાસ તમને મીઠા રે લાગે
જનકપુરની ગલીઓ [illegible] મેલી

સાસુ દેરાણી નણંદો જેઠાણી લાગ્યા વહાલા—નવતેરા—
જનકપુરના બાગો વિસારી મેલ્યા
વિસારી વેલો સઘળી કુંજના છોડ બેની—નવતેરા—
અવધપુરીના બાગો સંભાળી લીધા
સિંચાશે ત્યાંની સઘળી ઉછેરી વેલો બેની—નવતેરા—
જનકપુરીના લોકો વિસારી મેલ્યા,
અયોધ્યાના લોક સઘળા સંભાળી લીધા બેની—નવતેરા—
જનકના ખોળા બેનીએ વિસારી દીધા
દશરથના ખોળા વહાલા લાગ્યા જાણી એ બેની નવતેરા
માતાના ખોળા હવે વિસારી મેલ્યા,
સાસુના ખોળા વહાલા લાગ્યા પ્રેમીલા બેની—નવતેરા—
જનકના મહેલ બેનીએ તરછોડી મેલ્યા,
દશરથના મહેલ મીઠા લાગ્યા મોંઘેરા બેની—નવતેરા—
મિથિલાના દેવદેવી વિસારી દીધા
અયોધ્યાના તીરથ બેની સંભાળી લીધા આજે—નવતેરા—
કિંકર કરગરી વિનવે બેની
અંતરમાં અમ પ્રેમ ધરજો બાળુ હેતા ગીતા—નવતેરા—

---

(૩૧)

## આશીર્વાદ

બેની આશિષ અંતરથી આપીએ,
તપો અખંડ તમારા સૌભાગ્ય,
ફળો રૂડા ભાગ્ય, આશીષ ઉરથી આપીએ

બેની ભંડાર ભરપુર રહો ભર્યો,
થાય તેનાથી પુણ્યને દાન દીજે ભગવાન—આશિષ૦
બેની સંપ સદા પ્રભુ આપજો,
એથી કુટુંબમાં રહેશે સંપ, સદાય ઉમંગ—આશિષ૦
પ્રભુ દેહ સોના સુખી રાખજો,
કોઈને કાંઈ ન થાશો દુઃખ વરતે સદા સુખ—આશિષ૦
પ્રેમ સાસરા તમારા ઉપર થજો
એ તો તમારા હાથની વાત, જવી લાયકાત—આશિષ૦
સાસુ પર વહાલ અતિ તમે રાખજો,
એવી આપણા કુળની રીત, છે વાત ઉચિત—આશિષ૦
બેની પ્રભુ પ્રસન્ન રહો સદા,
એથી આત્માને થાય આનંદ, બીજા રોગટ ફંદ—આશિષ૦
પ્રભુ ધર્મ તમારા પળાવજો,
જેથી રહે પિએરીઆની લાજ, થાયે શુભ કાજ આશિષ૦
બેની હેત અમારૂં રાખજો,
અમને ભુલશોના વૈભવમાંય સંકટ આવે તોય આશિષ૦
બેની હેત તમારૂં ન વિસરે,
અમને વિયોગ સાલે સદાય, હૈયે કંઈ કંઇ થાય—આશિષ૦
બેની કિંકર બનજો પતિ તણા,
કરીએ સ્નેહથી રૂડી સેવાય પાળીએ આજ્ઞાય—આશિષ૦

---

(૬૨)

( રાગ-લાડકડી ચટીને રમાડે )

માતાજી કુંવરીને પૂછે છે, ક્યા તારા મન વસ્યા રે,
સીતાજી માતાને કહે છે ત્યારે મારા મન વસ્યા રે,
અયોધ્યાના દશરથ રાજા પ્રભુજી ત્યાં ઉતર્યા રે
રામ એમના કુંવરા નામ જ, મન મારા ત્યા વસ્યા રે
આવ્યા છે આપણી નગરીમા, ઋષિઓ જોડે ઉતર્યા રે,
ઋષિઓને રમાડે છે ખુબ, એ રામમા મન વસ્યા રે
આનતાજ રસ્તામા એમનુ પરાક્રમ બહુ કર્યા રે
શલ્યાના અહલ્યાજી કીધા ત્યારે મારા મન ઠર્યા રે,
અનંત અસુરોને માર્યા, ત્યારે મારા મન વસ્યા રે,
સંતોની રક્ષાઓ કીધી પ્રભુજીએ મારા દિલ ઠર્યા રે
આજ સવારે મે બાગે, ફરતા એમને નીરખ્યા રે,
નીરખતા મન મારા મોહ્યા, ચાલુ મારુ મન વસ્યા રે
મુખડાના મલકાટ નીરખી, આનંદે મારા મન વસ્યા રે,
આંખડીના અમૃત પીધા, ત્યારે મન મોહી પડ્યા રે,
વાણીની મિઠાશો ચાખી, તેથી દિલ વશ થયા રે,
વાંકડીઆ કેશો મે નીરખ્યા, કેશોએ મારા મન હર્યા રે
વાંકી વરણાગીઓ પરખી, વરણાગીએ દીલ ઠર્યા રે,
માતાજી મુજને પરણાવો, એમા મારા મન વસ્યા રે
દિકરી હુ માતાજી એમની, પ્રભુમા મારા મન વસ્યા રે,

## (૩૩)
## ( સાસરે જતી વખતે શીખામણ )

સાભળ શિખામણ બેની, સાસરીએ જાવુ તેની,
મારી બેની, વહાલા બનવુ એ સહેલ છે.
અણુજાણ્યામા જાવુ, બહુ ડાહાપણ રાખી રહેવુ,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે
ઉઠવુ સવાર વહેલુ, સર્વે માણુસની પહેલુ,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે,
ધ્યાન હરિનુ ધરવુ, વળતી બિછાનુ તજવુ
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે,
સાસુને પડવુ પાયે, સુખી એથી થવાયે,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે
સાસુજી કહે તે કરવુ બરાબર ચિતે ધરવુ,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે
સ્વચ્છ બરાબર રહેવુ, સાચુ જ સદાયે કહેવુ,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે.
ફરજ બરાબર સમજો, મોટા સર્વેને નમજો
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
હમેશ હરિને ભજવા, વ્યસન સઘળાએ તજવા,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે

સ્વામીની સેવા કરજો, માથુ ચરણોમા ધરજો
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
શ્રી પ્રભુની સેવા, એ તો છે મીઠા મેવા,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
સાચવજો સઘળા ધર્મો, વહાલા થવાના મર્મો,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
ઘરની સગળી ચીજો, વ્યવસ્થા ગમી રીઝો,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે,
નિદા કોઇની ના કરીયે, શિખામણ હૈયે ધરીયે,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
સાસરીઆની મરજી, સાચવવા તુ તો સરજી,
મારી બેનો વહાલા બનવુ એ સહેલ છે
સૌપર ધરવી પ્રીતિ, રૂડી છે ન્યાય નીતિ,
મારી બેના વહાલા બનવુ એ સહેલ છે
મીઠું ધીમું બોલો, મનડા ના સઘળે ખોલો,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
સ્વામીની સઘળી મરજી, સાચવવાને તુ સરજી,
મારી બેની વહાલા બનવુ બહુ સહેલ છે
સુખ દુખ સઘળુ સહેવુ, કોઈને કશુ ના કહેવુ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
સાસુ નણદીની વાણી, સદાયે સાખો શાણી,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે,

શિખામણુની વાણી, સાભળવી હિત જાણી
મારી બેની વહાલા બનવુ  એ સહેલ છે
કુળતણી મરજાદા, મોટાનો રાખો માજા,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
નવરાશે ના ફરવુ, પ્રભુનુ ધ્યાન ધરવુ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
નીતિના પુસ્તક વાચો, તેનો જગએ નહિ ખાચો,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
વસ્ત્રો પહેરો જાડા, તન ના દેખાય ઉઘાડા
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
વસ્ત્રો સજીએ પુરા, પહેરીએ નાજ અધુરા,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
કાજળ ટીલડી ધરવા, કદીએ ના અળગા કરવા,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
માથુ બરાબર ઢાકો, ધરીએ ના મનમા ફાકો,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
નમ્ર બનીને રહેવુ, વિવેકે કઈ પણ કહેવુ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
ખડખડ કદીએ ના હસવુ, દોડીને કઈના ધસવુ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
આનદી ચહેરે રહેવુ, ઉદાર સદાએ રહેવુ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે

ક્રોધ કદીના કરીએ, શાંતિજ સદાએ ધરીએ,
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
અહંકાર કદી ના કરવા, ગરવો સ્વભાવજ ધરવા
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે,
મન વશ પુરૂ રાખો, લ્હાવા સંસારના ચાખો
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે
કિંકર હરિના થાવુ, શરણેજ સદાએ રહેવુ
મારી બેની વહાલા બનવુ એ સહેલ છે

---

(૩૪)

## સાસરે વળાવતા.

સતી સીતા સીધાવે છે સાસરે, એમને અંતર હરખ ન માય,
આનંદ ઉભરાય—સીતા જાય સાસરે
સામે સુખપાલે બેઠા શ્રી રામજી, સામે કોડીલા સીતા કુમારી,
જનકના દુલારી—સીતા જાય સાસરે
સઘળા દેવે ખભે લીધી પાલખી, એમને ભગવાન ઉંચકયાનો ભાવ,
ઉરે અતિ લ્હાવો—સીતા
સામે શ્રીરામ શોભે સુરજ સમા, સામે ચંદ્ર સમા સતી સીતા
પરમ પુનિતા—સીતા
સામે આવી માળણ લઈ મોગરો એના હાથમા છે ફુલડાની માળ,
સુગંધ રસાળ—સીતા

બેની અંતરમાં આનંદ રાખજો, સદા રાખજો મનડાં પ્રસન્ન,
અયોધ્યાના જન—સીતા,
બેની વહેલા સવારમાં ઉઠજો, ઉઠી સાસુ સસરાને પડો પાય,
વહાલેરા થવાયે—સીતા
નણંદ દેરાણી ને જેઠાણીઓ એમની સાથે સદા રાખો સંપ
એથી વળે જંપ—સીતા
કદી કજીઓ કોઈ સાથે ન કીજીએ એથી થાય અતિશે ઉચાટ
થઇએ બાર વાટ—સીતા
દીએર ઉપર પ્રીતો ઘણી રાખીએ એમને લડાવીએ લાડ પવિત્ર,
રૂડા એ ચરિત્ર—સીતા
કદી હલકા વચન નવ બોલીએ એથી પિયરની જાય છે લાજ,
ચઢે સૌને દાઝ—સીતા
બેની મલક મલક મુખ રાખીએ, નીરખી મુખડું ને સૌ હરખાય,
દુ:ખો સૌના જાય—સીતા
કોઈ પર ક્રોધ કદી નવ આણીએ, મનમાં રાખીએ શાંતિ સદાય,
એથી બધા ચહાય—સીતા
બેની માન સાસુજીના રાખીએ એમને પૂછીને ભરીએ ડગ
એવા આપણા હક—સીતા
બેની દીલ ઉદાર બહુ રાખીએ, એથી આત્માને આનંદ થાય,
પ્રભુ કરે સહાય—સીતા
બેની મરજી સાચવીએ સ્વામી તણી, એજ માથાના મુકુટ કહેવાયે
સુખી બહુ થવાયે—સીતા

એની કુળની રીતો નવ મુકીએ, એથી પિતૃઓ થાય છે ખુશ
આપે છે આશિષ—ગીતા
એની ધર્મ બરાબર પાળીશે, એથી ઇશ્વર થાય પ્રસન્ન
વળી સગા જન—ગીતા
એની સ્વચ્છ રમા બહુ રાખીએ એથી નારીને રહે સુખ,
પડે ના દુખ—ગીતા
ધન મિલકત સમજીએ રામને, એજ છે તમ ઉરનો આધાર,
ધરજો બહુ પ્યાર—ગીતા
કિંકર ઉપર કૃપા ઘણી રાખીએ, એથી કરે ચાકર બહુ સેવ,
પડશે સારી ટેવ—ગીતા

---

## (૩૫)

( રાગ લાટકડીચઢીરે કમાડે )

કીર્તિજી દીકરીને પૂછે કે, ક્યા તારા દિલ વસ્યારે,
રાધાજી માતાને કહે છે કે, મન મારા ત્યા વસ્યારે
જશોદાના કુવર લાડીલા, રૂપે મારા મન વસ્યારે,
કહો કુવરી ક્યા એમને નિરખ્યા, ને ક્યા તારા મન વસ્યારે,
જમુનામા રમતેલા દીઠા, રમતે મારા મન વસ્યારે,
દડુલાએ ખેલતા જોયા, દોટે મારા દિલ હર્યારે,
નાગોને નાથતા નીરખ્યા, બળ મારા મન ઠર્યારે,
અસુરોને મારતા પરખ્યા, દયાએ મારા દિલ વસ્યારે
દેવો સૌ નમતા મે જોયા, એ પ્રભુતાએ મન વસ્યારે

સખા સાથે ફરતા મે જોયા, પ્રેમે મારા મન વસ્યારે,
ગાયોને ચારતા જોયા, ગોવાળે મારા દિલ ઠર્યારે
બંસીઓ બજતા મે પરખ્યા, મોરલીએ મારા મન ઠર્યારે,
વાસળીના સાદો મે સાંભળ્યા, એ સ્વરે મારા દિલ હસ્યારે
દાવાનલ પીતા મે પરખ્યા, મુખડે મારા મન વસ્યારે,
ઉજાણી જમતા મે જોયા, જમતા મારા મન વસ્યારે
ગોવર્ધન તોલતા નિરખ્યા, શક્તિએ મારા મન ઠર્યારે,
પનઘટે ફરતા મે જોયા, ચાલે મારા મન વસ્યારે
દાણ લેતા મારગે પરખ્યા, વાણીએ મારા દિલ ઠર્યારે,
માતાજી મુજને પરણાવોરે, એ વર છે વરણાગીઓરે,
વરણાગીએ વાકા એ હીડે, વરણાગીએ મન હર્યારે,
કિંકર હુ એજ હરિની, દયા માતા ઉર ધરોરે
ખોળામા એમને આપી, પ્રભુની મને કરોરે

---

(૩૬)

( નહિ પરણાવુ ઉમીયા શિવને એ–રાગ )

રાધાજીના માતા કહે છે–પ્રભુ પ્રેમને વર છે સદાયરે,
મારી રાધાને એ બહુ ચહાયરે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધાજી—માતા તમને હુ લાગુ પાયરે,
મને વહાલા છે વૈકુંઠરાયરે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને

માતા—એ છ કામણગારો કાનજી,
જાદુ વિદ્યામાં સદા મસ્તાનજી
ભુલે જાદુથી રાધા ભાનજી,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—માતા કામણગારો ન કાનજી
એ છે દેવાધિદેવ મહાનજી,
આપે આનંદ જગના એ દાનજી,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—શ્રી કૃષ્ણ જમ તણા સાગરે
નવ આવે કદી તેનો તાગરે,
મારી રૂપાળી રાધા ડુબી મરે
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—પ્રભુ છે પ્રેમ જનો ભંડારે,
તેને માટે હુ બ્રહ્મા મથી મરે,
મને ચાખવા ઇચ્છા અપારે
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—શ્યામ રંગે સદાય છે શ્યામળો,
વળી ઓઢે છે કાળો કામળો,
મારી રૂપાળી રાધાને કેમ ગમે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—શ્યામ રૂપાળા છે શ્યામ રંગથી,
મોહ પમાડે સૌને એ અંગથી

મનથી પરણી ચુકી છુ સર્વાગથી
માતા પરણાવો શ્રી સુજને શ્રીકૃષ્ણને
માતા—શ્યામ તેજ તેજનો અબાર છે,
સૌને આજવા શક્તિ અપાર છે
તેથી રૂપાળા રાધા અજાઇ મરે,
નહિ પરણાવુ રાધા શ્રી કૃષ્ણને
રાધા—પ્રભુ તેજ તેજનો અબાર છે
ચૌદ લોકને તેનો આધાર છે
એનો પ્રભુ પર પ્યાર છે,
માતા પરણાવો સુજને શ્રીકૃષ્ણને
માતા—કાન બની વાળ બોલે અતિ
ચાર લોકને એ રંગ પર ગતિ
સુણી રૂપાળી રાધા રોકી પરે
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—માતા બગીચામા નાદ અપાર છે,
એમા પ્રીતિ નને ઉદ્ધાર છે.
શ્યામ પૂર્વના મારાજ થાય છે
માતા પરણાવો સુજને શ્રીકૃષ્ણને
માતા—એમની વાણીમા શુચ વગી રહ્યુ,
સુણે વાણી કે ભાન તરત થયુ
સુણી રૂપાળી રાધા ઘેલી બને,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને

રાધા—માતા વાણી હરિની અમૃત સમી,
મારા મનડાને એ તો અતિ ગમી,
મારી વૃત્તિઓ તેમા રહે રમી,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—એની આંખમા કામણ છે અતિ,
મારે કટાક્ષના બાણ આંખથી
મારી રૂપાળી રાધા મગરૂર મરે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—માતા અમી અતિ એમની આંખમા,
અવળી દૃષ્ટિએ તુ એમને ઝાંખમા
મને ઉર્મિ રાખવા એમની પાંખમા,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—ચક્ર સુદર્શન શ્યામની પાસ છે
એનુ તેજને શક્તિ અપાર છે
મારી રૂપાળી રાધાજી બી મરે
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—ચક્ર સુદર્શન શ્રીહરિ પાસ છે,
તેણે દુષ્ટો તણો સદા નાશ છે
એના ભક્તો તણુ રખવાળ છે
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—એની પાસે એક દિવ્યશંખ છે,
શંખ વગાડ્યે સૌ લોક ખળભળે,

મારી રૂપાળી રાધા છળી મરે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—શંખ પંચજન્ય હરિ પાસ છે
બધા વેદો તણો તેમા વાસ છે,
તેના સ્વરે અજ્ઞાનનો નાશ છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—વળી ઉંમરે કાન નાના દીસે,
મારી રાધા ઉમરે અધિક છે,
થાય કજોડ તેનીય બીક છે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—માતા પ્રભુ દેખાય નાના તને,
કેવી રીતે મોટા અસુરો હણે,
સૌથી મોટા જણાય છે એ મને,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને
માતા—ધેનુ ચારવા વને વને ફરે,
ગાયો બોલવા હી-હી-હી ઉચરે
હી-હી-હી સુણી રાધા ગભરાઈ મરે,
નહિ પરણાવુ રાધા શ્રીકૃષ્ણને
રાધા—પ્રભુ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છે,
હી-હી-હી શબ્દ બહુ રસાળ છે
એજ વાણીમા બહુ મને વહાલ છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને

માતા—ઇચ્છા શ્રીહરિની જેવી હશે,
સકળ કૃતિ આ વિશ્વે તેવી થશે
મારૂ કાંઈ નહિ તેમાં ચાલશે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને
રાવા—માતા કર્તા હર્તા હરિ છે બધુ,
તેહ દેખવા હાંસુ નહિ ગજુ
ત્રિ ગાઈવા ા ાઝાન કે ધુ
માતા નાપ ના િ ા શ્રીનપણુને

---

(૩૭)

રાગ—ભમરા પહેલો વધાવો મારે આવીયો
સજની આવી છુ આજે હુ તો કોડભરી
હરખે વધાવા રાધાજી ને શ્યામને
ઓ સજની મારી, આવી છુ હુ તો અતિ કોડભરી
જોને પ્રભુજી ઉભા છે આ બુરજ સમા,
ઉભા જોડે આ આશા ભર્યા રાધા
ઓ સજની મારી, આવી છુ હુ તો અતિ કોડભરી
બેની લેને આ કુંકુમની પાળી
લઈને વધાવા ઉરને ઉમળકે,
ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી,
બેની તું તો વધાવ આ ર ગુલાલ

હુ તો વધાવુ મોતીડાના થાળરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી
બેની લેને આ કુમકુમની થાળને
ચોને પાવલીઆ બેઉ કુમકુમ ગારે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી
સજની ઉર માગ તે ઝાલ્યા નવ રહે,
ઉડી ઉડી જાય યુગલરૂપ સગરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી
બેની આંખો માગી તે આંસુ ખેરવ,
એ તો પધરાવે બેઉને સુરતા સાથરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી
બેની હૈયું મારૂ તે બન્યુ હિચકો
એ રે હિંડોળે બેઉ ઝોલા ખાયરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી
સજની આવા પ્રેમી તે જોડા કયા મળે,
હોય તો કુંજોના આનંદો લુટાયરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ સ્નેહભરી
ફિકર સઘળા તે બની જઇએ બેઉના,
તો તો જનમ જનનો સફળ થાયરે
    ઓ સજની મારી આવી છુ હુ તો અતિ કોડભરી

---

(૩૮)

રાગ—ભમરા પહેલો વધાવો નાગે આવીયો

આજે સગ આ દેવી બેઉના થઇ ગયા,
દેવ દેવી થયારે, તમે એકરે
ઓ રાણી જોડી આનંદે સંસારમા મહાલજો
ધરજો કરમા નિશાનો બેઉ ધર્મના,
એરે નિશાનો પ્રેમના વિવકરે,
મનડાને કરજો એકરે,
ઓ શાણી જોડી, આનંદે સંસારમા મહાલજો
એક બીજાના પડયા ગુના નાણજો,
જોડે વસતા ડગલે ને પગલે ચુક
માખીને રહેવુ ચુપરે
ઓ શાણી જોડી આનંદ સંસારમા મહાલજો
કદી કાન કાચા તે નવ રાખશો,
રાખશો કાચા જો કદી તમે કાનરે,
ઝુપડી બંધાશે રાનરે,.
ઓ શાણી જોડી, આનંદે સંસારમા મહાલજો
સુખો સ્વર્ગના નિરખીને તમ તણા,
બળશે અદેખા અંતરના બહુ લોકરે,
ધરશો ના મનમા શોકરે,
ઓ શાણી જોડી આનંદે સંસારમા મહાલજો.
વૈકુંઠ સુખ તે બહાર નવ શોધશો,
એ તો સ્નેહે સધાશે ઘર માહ્યરે,

પ્રભુની હશે સહાયરે,
ઓ શાણી જોડી, આનદે સસારમા મહાલજો
બનશો દિવ્ય નિકુજો ઘર તમતણા,
ભજશો સાચે સ્નેહે જે ઘનશ્યામરે,
એ મસાગીના કામરે
ઓ શાણી જોડી આનદે સસારમા મહાલજો
સુખ કેવા મીઠા છે પાવન સ્નેહમા,
એ તો સમજાશે બેઉને હવે ખાસરે,
આવશે જો બનતી રાશરે
ઓ શાણી જોડી આનદે સસારમા મહાલજો
હાથમા હથિયાર સત્ય કર રાખજો
એથી વધારશે સવળાનો ભાવરે
છે એ પણ મોટો લ્હાવરે,
ઓ શાણી જોડી, આનદે સસારમા મહાલજો
ફરજો પ્રાણ જતા પણ નવ ભુલશો,
ભુલ્યે પ્રભુજી થાય છે નાખુશરે,
જતી રહે ઉરની હુશરે,
ઓ શાણી જોડી, આનદે સસારમા મહાલજો
એકેય ક્ષણ પ્રભુને નવ ભુલશો
રાખી આખ સામે રૂડેરૂ એ રૂપરે,
કામો સૌ ભક્તિ રૂપરે
ઓ શાણી જોડી, આનદે સસારમા મહાલજો
નાવ સસારનું પ્રભુ ભણી હાકજો,

પ્રેમ હલેસામા ગણી પાને આમરે,
પહોચાશે પ્રભુ પાસરે,
ઓ ગાણી જોડે આનદે સસારમા મહાલજો
ગજા પ્રમાણે વહેવારમા વર્તજો,
ગજા ઉપરાત કરશો નહિ કામરે
રીઝશે એથી રામરે
ઓ ગાણી જોડી આનદ સસારમા મહાલજો
ખોટી મોટાઇનો મોહ નવ રાખશો,
ગણજો મોટાઇ નીતિ ધર્મમાયરે,
કર કો ટીકા તોયરે,
ઓ ગાણી જોડી આનદ સસારમા મહાલજો
ગણજો અમી ભરીરે સદા આખડી,
અમૃત આખડીએ નિરખો સધુ જગરે,
આનદ ઉમટે ઢગરે,
ઓ ગાણી જોડી આનદ સસારમા મહાલજો
એક બીજામા મનડા પૂરણ ઢોળજો,
ઢોળી સોપજો બેઉ પ્રભુજીને ખોળ,
પ્રભુજી સુખમા રોળે,
ઓ ગાણી જોડી, આનદે સસારમા મહાલજો
કિકર બનજો બેઉ તે પુરણ પ્રભુના
પછી જુઓ આવે છે જે મઝાયરે,
આનદ ઉભરાયરે
ઓ ગાણી જોડી, આનદે સસારમા મહાલજો

---

(૩૯)

( રાગ-હાલરડામાં લલકારીને ગાવાનો )

એક દિવસ હરિ પોઢયા બહાર, ઉગ્યો ચંદ્ર ગગન મોઝાર
દીઠો હરિએ ચાંદો ખાસ, રમવા માટે કીધી આશ-હાં-લા
ઓ મા આપો ચાંદો મને, એની સાથ રમવાનું ગમે
જમના તીરે રમવા જઈશ, દડો એહ રમવા લઇ જઈશ-હાં-લા
ગોળ ઉજળો ને ચળકતો, આકાશે કેવો મલકતો,
દડાગેડી રમશું અમે માત, આપો આણી એહ વિસાત-હાં-લા
બોલ્યા માત જશોદા હરી, માગો વસ્તુ બીજી કરી,
ઉંચે ચાંદો નવ પહોંચાય, કેવી રીતે એહ લવાય-હાં-લા
પ્રભુજી રડવા લાગ્યા બહુ, ગભરાયા વ્રજવાસી સહુ,
દયામણા થઇ હરજી રડે, હાથ પછાડે ને મનમાં કહે-હાં-લા
આંખે આંસુ વહે ચોધાર હરખના આંસુ કોણ લોનાર,
માખણ મિસરી મેવા ખાસ, લાવી મૂકયા હરિની પાસ-હાં-લા
પણ કશાથી એ રીઝે નહિ રડતા છાના રહે જરી નહિ,
રડતા ચાંદો ચાંદો વદે, કોઇ ચીજને ના તે બદે-હાં-લા
આણી એક સોનાના થાળ જળ રેડયું તેમાં તત્કાળ
દેખાયો માંહે ત્યાં શશી, દેખાડયો માતાએ હસી-હાં-લા
પ્રીતમજી બહુ ખુશી થયા, જળમાં ચંદ્ર પકડવા ગયા,
નવ આવ્યો ચાંદો હાથમાં, હસી હરિ બોલ્યા સાથમાં-હાં-લા
ઓ મા ચાંદો સંતાઇ જાય, પાણીમાંય ઉંડો ડુબી જાય,
આવે તો દઉં માખણ આજ, લે આ માખણ ઓ ઉડુરાજ-હાં લા

નહિ મારૂં રમાડીશ તને, તુજ સાથે રમવું ગમે મને,
આવ આવ ઓ ચાંદા આવ, રમવાનો લઇએ બહુ લ્હાવ—હા-લા
ચંદ્ર ઉપર પ્રીત બહુ કરી, ફુલચંદ્રની નામના ધરી,
નભને શિરે આ છે ચંદ, ફિકર શિરપર શ્રી મજયચંદ—હા-લા

---

(૪૦)

હાલરડું

સુઓ ભાઇ તમે ઓધે મુખે, હાલરડાં ગાતી ઉંચા સુખે—હા-લા
અયોધ્યા નામે સુંદર ગામ, રાજા તેના દશરથ નામ,
દશરથને છે રાણી ત્રણ, કૈકેઇ કૌશલ્યા સુમિત્રા ગણ—હા-લા
કૌશલ્યાને છે રામ કુમાર, સુતા પારણે ઘરની બહાર,
ઉગ્યો ચાંદો આખો અણી દીઠો રામે રાડો કરી—હા-લા
મા આણી આપો પેલો ચંદ, રમવું મારે એની સંગ,
રૂડો રૂપાળો ઉજળો એહ, ગમે મને બહુ એની દેહ—હા-લા
રમશું અમે બે જોડાજોડ, પહોંચે મારા મનના કોડ,
રડે રામ બહુ અપરંપાર, રહતા નવ રહે ચુપ લગાર—હા-લા
ગભરાયો આખો દરબાર, કરી દશરથે રામની વહાર,
દશરથ રાજા આવ્યા બાગ, પારણા આગળ રામની પાસ—હા-લા
લાંબા કર કરી બોલે રામ, આપો મને ચાંદો આ ગામ,
ગાળ દડાશો રમતાં નને, રડતા કહેતા રામ તાતને—હા-લા
ચાંદો આકાશે ગભરાય, હવે વલે શી મારી થાય,
રામ મને નક્કી લઈ જશે દડે રમતાં મુજને વાગશે—હા-લા